# સાત ખૂન



૧

સાંભ પ્યારા પલ પલ ગાઉં તારા—ટેક.
ગુણો સરજનહારા હે ઈશ માગું જગધર
શરણુ આ તારૂં; તુજ પદથી અઘ હરથી, ઉગારી
તારી ત્રીપુરારી આવારી સંભાળી, ભક્તોને
ભક્તોને, સોંપ શરણુ, દુઃખહરણુ, સુખકરણુ—સાંભ.

.૧૨— ૨

તારણુ તરણુ તું ઉગાર કર કર—તારણુ.
માગી શરણુ સજનાર, અજર અજર, અમર
અમર, નજર નજર, કર શાંતી બાચારી સંહારરે—તારણુ
સચરાચર પ્રભુ, નમનતાથી નામું.
ચરણે શીર દીન જનને સંભાળ—તારણુ.

નટી— ૩

હોય દંપતિની અરસ પરસ શુદ્ધ પ્રીતિ—હોય.
ટળે કલેશ કંકાસની વીપરીત ભીતિ—હોય.
રસિલી રસિલો હળી મળી બન્ને ચાલે.
કદાપિ કો કાળે નહિ ન થાય કુનીતિ—હોય.

સજ્જનો જો સુખ તણી ઈચ્છા દર્શાવો તમે
હરનીશ પતિ પત્નિ રાખો રૂડી રીતી—હોય.

સાહેલીઓ—તારૂણી— ૪

ચાલોને વેલી (૨) સુરભી લેવાને મળી કરીને ઉપવન જઇએ;
આ ઘાટી ઝાડી, મનહરનારી, માં ફરીને ગનમુદ લઇએ.
વાહા વિધાતાનોજ નમુનો, શું મુખથી બીજું કહીએ;
જાઇ જુઇ વિધવિધ પુષ્પોથી, શોભી રહ્યા મન ખુશી થઇએ.
તન મન તલપેછે પૂર બાવથી, સ્થાન વિસારી અહિંઆ રહીએ.

હરિશ્ચંદ્ર— ૫

ચિત્ત ચોરી ચાલી સુંદરી જપું મનથી માળ હું,
તરણી તન ગનથી તું ખરી, વશકરણી માનું હું;
લલીતા લગની છે વિરહની, હવે રાહ શું જોઉં ધીરજની.
પ્રમદા ઉમદા શણગાર સજી ગઈ છટકી,
રસના રસિક રહી ખટકી, લલના ખચીત મરૂં ભટકી,
તુજ તરલનપનો માર, આ..................—ચિત્ત.

હરીશ્ચંદ્ર— ૬

પ્રેમ નીધા પટકી મુજ ઉપર ઘાયલ ચિત્ત થયું પ્રિય પ્યારી,
હાય હવે કેમ શાંતી થશે ઉર, લાગી ખરેખર પ્રેમ કટારી--પ્રેમ.
દામની તુલ્ય દીસે ચખ ચંચળ, અંતર ભેદક વાગી ગધુરી,
હાસ્ય વિનોદ કરી હરતી ચિત્ત, પ્રીતની રીત તું જાણે છે પૂરી–પ્રેમ.

હરીશ્ચંદ્ર— ૭

મારે મન લોભાઇ રહી—મારે.
તેનું કમળ વદન ખીલતું ગુલાબ, હર પલ રહું,

સંગમાં, રહી ઝલકાઇ—મારે.
ચીરતણી સાડી જાણે ચાંદની ખીલેલી દેખું, નેત્રની.
સમ ધનુષ આકૃતિ, ખરે શ્યામા ગઈ ચીત્ત વીંધી બઇ—મારે

રામચરન— ૮

નેણે નીર કાં ભરોછો, પ્યારા બંધુ ધીર ધારો.
શા માટે આ શોક કરો છો—નેણે નીર.
હિંમત હારી મન વિષે બાઇ, ચીદ તપો તનમાંય,
સ્તવન કરો જગદીશનું કે, શ્રેયજ સત્વર થાય,
ફાંફાં મારી શું ફરો છો—પ્યારા બંધુ.
સબુરી પકડી શાંતીથી બાઇ, ત્વરાથી વણસી જાય,
મન ઈચ્છીત જે કાર્ય છે, દુર ગયું સમજાય,
ફાંફાં મારી શું ફરો છો—પ્યારા બંધુ.

હરીશ્ચંદ્ર— ૯

દીલદાર મારે મારી ગઈ ચાલી ચતુર તે—દીલદાર.
ચાલી ચતુર તે, શું તેનો મરૂર જે—દીલદાર.
ઠમક ઠમક ચાલી, બનાવ્યો અંધ વ્હાલી,
નવલ કસુંબી સાડીથી ચાલી ચતુર તે—દીલદાર.
અગની અંગ આપે, તન મનને વીંધી નાંખે.
ભમર ભૂલાવી દેછે, સુધ સાન જરૂર તે—દીલદાર,

રામચરન— ૧૦

કારણ કરણ સંભુ સ્વામી, શીર આ હું ઝુકાવું નામી;
કુદરત કઠીન તારી, જગત સૃજનાર છે—કારણ.
રંગ અનેક પલમાંહી, દાતા તું કરનાર છે;

થાઉં સફળ ભવમાં હું, તુજથી બનનાર છે—કારણ.

છત્રધારીઓ— ૧૧

તાજ અવીચળ, અમપર હો, છત્રધારીઓ, જામો કીરતી,
પ્રૌઢતા સારી આલમમાં, જય જય જયથી શાંતી પામી.
દુઃખવામી—તાજ.
સેવકો સેવકો, આશીશ ઉચ્ચારે મન, ક્ષય પામો અરિદળ,
પળમાં, આબાદી સાથે, સંપત્તિ પ્રસરે, અમર રહો ભૂપતિ,
કીરતી રહેજો વધતી, કરદ્વય જોડી, મમતા છોડી, હરનીશ
ઇચ્છી, શુભકર પ્રીછી નરવર જામો—તાજ.

કંચનીઓ— ૧૨

ફરો ધ્વજ વિજયનો દૂર દૂર જગધર
ભૂપતિ તણા વિઘનો સરવે હર હર—ફરો.
રિપુદળ મારી પ્રભુ નિડર કર, શાંતી શાંતી કરી જન મન
મુદભરઃ અમર રહો અમપર આ નરવર;
ધીત્તર કિટિ તક તક ધુમધા, ક્ત્તામ દીગન ધા ધા ધા ધા—ફરો.

મેના— ૧૩

રંગમાં ઝુલોજી શીરતાજ, પીઆરી પ્રીત ધારીને વારૂં હું—રંગમાં.
પ્રેમી હૃદય ખરે પ્રેમનું તુલનાથી કરે અનુમાન,
કળી શકે નહિ અવર કોઇ, કેવું પ્રબળ છે પ્રમાણુ—પીઆરી

કંચનીઓ— ૧૪

ગ,મરેગમપ, ધપ મપ મગરેસા, રે ગમપધપ,
મપમગરેસા—ગ;મરે ગમપ.
રે રે મમ પપની નીસા, નીસારે ગરેસા, સારેસાની.

પધપ, ધનીધ, પધપ, મપમ, ગરેસા—મગરે ગમપ.

હરીશ્ચંદ્ર— ૧૫

રતિરસથી નહિ ગ્રાન સુંદર છે, ચાહે ચિત્ત કરી તેને વિચાર,
પૂર હાવ ભાવ, પ્રમદા બતાવી, નરને કરેછે લાચાર—રતિરસ.
મનહર હર સ્ત્રીના નયનોમાં લંપટ બને છે, જગના જન મન,
તનધન, પરવશ રસ બસ. સીમ સરરરર, સાનભાન,
વિસરાવી વ્હેમ વધારી જારી—રતિરસ.

હરીશ્ચંદ્ર— ૧૬

અરે પ્યારી ખસ જરી જરી નહિ જરી, તારી મુરતી ખરે મનહરી,
અહો સુંદરી, ક્યાંથી અવતરી, થાય દીલ સરરરરરરરરરરરર
રરરર, નહિ જાય છબી વિસરી આહા—અરે પ્યારી.
ઠમકતી ચાલ તારી મન ઠસી, જાણે નભમાંથી આવી ઉર્વશી,
જાણે છે નિશંક રસ શૃંગાર, મારીને નયન બાણુનો માર,
પુરૂષને બનાવી દે લાચાર—તારી મુરતી.

તારૂણી—સાહેલીઓ— ૧૭

ચાંદની ખીલી બહારમાં, રંગથી ગાઓ સાહેલી ઉમંગમાં,
ઝુકી ઝુકી ચાલો ચોતાલમાં, જોરથી ખેંચી લાવો સુર ઢંગમાં.
શીયળ વ્રત વીધિ સાચવી, માન લાવી આહ્લાદ,
અંતર સ્નેહ ઉછાળીને, સેવન કરો પતિપાદ;
વ્હાલી વિવેકી સખીરે, આ પૂર્ણ ચંદ્ર જયો તજો સચોટ,
મનહર રળીઆમણી ભરપૂર શાણી જો.
વિલાસીઓ શુભ પુંજની, ભાંતી અચલ ખરેખાત,
શૃંગારીક રસભોગની, મન પ્રગટાવે ઉચ્ચાટ.

રતિપતિ શ્વેત છત્ર કે અમૃત કુંભની બૂધ દેરે અતોલ
ચકોરી માટે થએલ પ્રગટ ચિંતામણી દીસતીરે અમોલ.

તારૂણી— ૧૮

ઝુરંખું રસિક લગનીમાં કોને કહી જણાવુંરે,
કહી જણાવુંરે, હું વિભૂતી લગાવુંરે—ઝુરંખું
મોહકારી મનોહારી જે, મૂરતી નીરખી પ્યાર,
પ્રકાશમય ઋતુ રાજથી, મન ઉઠે અંગાર,
અંગાર લાગી ઝાળ, હું શાથી બુઝાવુંરે—ઝુરંખું.

માનુની— ૧૯

તું સખી ધીરી થા, શાને વિચારમાં મુંઝાઇ જા,
જો આ જાએ, સુકાએ, કરમાયે શરીર—સખી.
જાણી ગઇ માન રસીલી હું તારા મનની બધી,
થશે એની ધાર્યું તારૂં, પૂર્ણ થએથી અવધી,
વળે ના કાંઇ ખચીત જાણુ મારવાથી મતિ,
રટશ્રી નામ હરીનું છે જેની ગહનગતિ,
સખી જ્ઞાની થા, જા તું માની જા, દીલ જાની થા—તું સખી.

તારૂણી — ૨૦

પીયુ પીયુ બોલીને પ્રાણ પપૈયા લે, પીડા દેછે પૂરી ક્લેશમાં,
મોરો બોલી મારો નામને, વિરહની વ્યાધિ બહુ દમે,
ચમકી ચપળા નભમાં તણખા ઉડાડે છે. તનડામાં દુઃખ નથી રોષમાં
મરેલીને મારો ન તમે, મહેર કરી સર્વ આ સમે—પીયુ.

માનુની— ૨૧

ઓ તું નવેલી સાહેલી બની પ્રેમઘેલી શા માટે રીબાય,

પ્રેમને માઈને, દીલથી ચાહીને, ગમને ખાઈને,
જુરી જુરી દુઃખી થાય;
અરે આતે શું કહેવાય, મજેથી માન, ન થા નાદાન,
ખુશીથી લે ખાન પાન; સેજે વિચારી તું, હિંમત હારી તું
શાંતી લે ધારી તું આજ; સમજી સરવે મનની પીડા તારી
સખીરી સહુ ભલી ભાત, પ્યાર પ્યાર, નો પ્રકાર;
જો જોની જો મલકાય--ઓતું.

માનુની— ૨૨

લટકે ચાલો ધીરે ધીરે, બેની ચાલો ધીરે ધીરે,
જરી લચકાશ કમર ચાલો ચંચળ ધીરે ધીરે;
તારૂણી—કાળજુ કાપું રસીલા નેનોના તીરે તીરે
માનુની—હવે સમજી ગઇ ખટકાથી ચાલો ધીરે ધીરે
ઉતાવળે આંબા પાકે નહિં
તારૂણી—તેમ તું પણ બોલતાં થાકે નહિ.

રણજીત— ૨૩

મનની મનમાં ન સમાય જરી હવે ખાલી શું દુઃખી થાયે—મનની
તજી તજી આની તારી હેની દુઃખદાઇ ખ્યારી; આ મનજુર
તારૂં શરીર સુકાય, હવે ખાલી શું દુઃખી થાયે—મનની.
બોલાવું નહિ, શરમાવું ન ખાવુ, હરકતગામુ ઝાવું, બીતિ,
વગર જણાવું હવે ખાલી શું દુઃખી થાયે—મનની.
મારી રસીલી મધુરી મુજમાન, શું જી આંબા તારી સજી નારી,
શાંતી મન માંય હવે ખાલી શું દુઃખી થાયે—મનની.

માનવતી— ૨૪

ચાલો ચાલો ચાલો વ્હાલા ચાલોજી—ચાલો.

સુખદ સમય આવ્યો નીહાળો—ચાલો.

રણુજીત—મન હોલાય માન છે આનંદમાં,

માનવતી—આવો પતિ જઈએ મળીને સંગમાં,

રણુજીત—ભીંજાઈ રહો ખુશાલીના રંગમાં,

માનવતી—હું ઘેલી બનેલીની સાથે મ્હાલો—ચાલો.

તારૂણી—સાહેલીઓ— ૨૫

અજર, અમર, જગત નિયંતા સુખદાતા, નમે સહુ,

તારે મારે તુંહી તારા—અજર.

સેવક જન સહુ આ, શરણે. છે, કર હર મ્હેર સુખ આપીને,

કાપીને શંકટ સારા, આધારા—તું અજર.

મતિ ગતિ જગર્જત, મત મુજનથી રતી જતી ક્યાં, સેવકને

સુખ શાંતીના દેનારા—તું અજર.

કરદ્વય જોડી નગી યાચી મળીઓને, જય જય કરતું, દુઃખ હરતું,

સુખકર તું, મુદભર તું, દીલઠર તું, પ્રિયકર તું, આખર તું,

જગધર તું પ્યારા અમારા—તું અજર.

માનુની— ૨૬

પ્રિયતમ પરવશ સુંદરી, રંગ પકી ખરી, પ્રેમ મદભરી,

બની વા વા વા—પ્રિયતમ.

મલકાયે, હરખાએ, શરમાએ વા વા વા;

અલબેલી, પ્રેમઘેલી તું નવેલી ને છકેલી, પ્યાર

મારામાં ઝુકેલી વા વા વા—

તારૂણી—ન કર ચાળા, મરમવાળા, જો નિરાળા,

નાહક સતાવી શાને કરે પાયમાલી; સખીરી સગુણી

માન, કયું ગારૂં હાલજાન;

માનુની—જાઓજી જાઓજી વા વા વા—પ્રિયતમ.

જમાલીઓ— ૨૭

કએસી હમનેકી ઠગાઈ, હા હા હા હા, હો હો હો હો,
ખલકમેં જરકી સગાઈ—કએસી.
કએસા ફરેબ કીયા, બગનકો હાંક દીયા,
યારો કરલોજી કમાઇ, હા હા હા હા, હો હો હો હો,
ખલકમેં જરકી સગાઈ—કએસી.

હરીશ્ચંદ્ર— ૨૮

વાડી ઝાડી સુશોભીતથી આ બાગ બન્યો—વાડી.
સુરભીથી મન લોભાવે, કુદરતનો, આ નમુનો મેં ગણ્યો—વાડી.
ભોગી ભમરનર અનેક ભમતા, શોર સુણી ગુણુવતના ગમતા,
શાંતીથી સમ્યો, ખરે શાંતીથી સમ્યો, આ ઉચ્ચાટ, દીલ નીરાશ—વા.

હરીશ્ચંદ્ર— ૨૯

વધાવું પ્યારીને ભેટી ઉમંગેરે—વધાવું.
તું પ્યારી મુજ પૂર્ણશરદની, હરનીશ રહું સંગેરે—વધાવું.
પૂર્ણેન્દુ સમ આનન શોભાવું ખરે, ચક્ષુ ચપળ તણી ચલીત ચટકજો,
અવલોકન કરી ભાન ભૂલું છું ખરે, ચાલી ગોરી આવે ભરી રંગેરે—ટેક.

તારૂણી— ૩૦

કરૂણાથી કંથજી, લ્યો ઉગારી કિંકરી.
દીલદારી રસભરી, થી બચાવો કિંકરી,
લગની લાગી છે પ્રેમ પંથા, આ... ...
સળગું છું સુંદરી—કરૂણાથી.

હરીશ્ચંદ્ર— ૩૧

શું શાણી નારી નખરાથી ઘેલો બનાવો;
તારૂણી— ચપળ ચકીત નયનોથી નયનો મીલાવો;
હરીશ્ચંદ્ર—પ્રેમ જોયો તારૂણી તમ વશ કરવાનું કામ,
તારૂણી— ફાંદામાંહી ફાસલાવીને મુજ હર્યું છે તમે તમામ,
જીવનજાન;
હરીશ્ચંદ્ર---ઉમંગ ઉર લાવીશું.
તારૂણી— અનંગ રીઝાશું;
હરીશ્ચંદ્ર—રતિ સમજાવીશું;
તારૂણી— હૃતે કરી હ્રાવીશું.
રસબસ કરી ચાલીશું
હરીશ્ચંદ્ર—રમશું આ વ્હાલીશું
તારૂણી— કંઠે કર ઘાલીશું
હરીશ્ચંદ્ર—પ્યારી મનોહર—શાણી.
તારૂણી— ૩૨

કામણગારા પ્રાણ હું રસ રંગી ઉમંગી વારૂં પ્રીતેથી,
તન મન ધન અર્પું છું તમને આ—કામણગારા
હરીશ્ચંદ્ર—મુજ ધ્યાન તું, દીલજાન તું, અરમાન તું, બસ પ્રાણ તું;
હળી મળી કરો રતિપતિને દહન,
તારૂણી— શાને શરમાવો આવાં વદીને વચન,
હરીશ્ચંદ્ર—બસ બસ પ્યારી,
તારૂણી— કામણગારી,
હરીશ્ચંદ્ર—મેં દીલ ધારી,
તારૂણી— આંખ તમારી—કામણગારા.

# અંક બીજો.

હરીશ્ચંદ્ર— ૩૩

આ શું અજબ નુકસાન, મારૂં ઝપટથી હાર,
છલબલ કલથી પ્રપંચ પકડું, ના છોડું પાપી ભટકી પટકી—આશું
હું ધારૂં આ પ્યારૂં જીવતર નિષ્ફળ, એસી ધરી હલકટ,
મારૂં કરી તરકટ; અરમાનથી જ્વાલા પ્રગટે રગરગ,
સોગન પૂર્વક નહિં ખાવું નહિ પીવું—આશું.

હરીશ્ચંદ્ર— ૩૪

બચ્ચા નાદાન, એ પાપી બદનામ, હું લઉં તારો જાન,
આવારી તારી કરીને ખુવારી ભારી—બચ્ચા.
નિમક હરામ જામ શોધીને પાડું મારૂં તોડું, મનમાં થાયે
લ્હાયે લ્હાયે, ક્ષણ એક જાયે યુગ સમજાએ—બચ્ચા.
હા હિચકારા નિમકહરામી, ક્યાં જશે છટકી એ કમજાત,
બસ હાલ કરી તત્કાળ પુરા તુજ છેવટ શોધ કરી કરૂં ઘાત—નિમ.

ગોવાલણી— ૩૫

મારા છળથી બળથી ફસાવું લોભાવું નયનોના નખરાથી,
વળી બનાવું હું ચાલતાં ચાલતાં, છેલ્લા નરો ભભકાથી—મારા.
ગોવાલણી જાદુવાળી કહેવાઉં, જોબનમાં ઝલકાઉં,
જાઉં દારોગા પાસે હું ત્વરાથી, રમી રહ્યા મન સાથી—મારા.

હરીશ્ચંદ્ર— ૩૬

કામણગારી ન મારો નેનો આવોજી—કામણગારી.
જોઈ તારી અજબ ઠગાઈ, છોરોને આ ગુમાની આવોજી—કામણ.

વશ કરી લીધો વ્હાલી વશીકરણથી, શ્યામ સુરતથી,
ફસાવી લોભાવી, તન મન અર્પું તમને પ્યારી ઠગારી
ધુતારી; પ્રાણથી અધિક નારીશું ખુમારી આવોજી—કામણગારી.

**હરીશ્ચંદ્ર—** ૩૭

ઝટકર, ઝટકર, ઝટકર.

**જુમેલા—**હું છું અભાગણી નાર, અરે પ્રભુ હું છું અભાગણી નાર,
**હરીશ્ચંદ્ર—**જરૂર તે મુજને કેની, અચકાય છે મનમાં શેની.
ધીરજ ધર ડર નહિ એની, અંતર તુજ ખોલી દેની
**જુમેલા—** ભૂલી ભાન, કહું શું, દુઃખ આ, હત્યારા તું જીવજા.
અરે ઉડી હત્યારા તું જીવજા.

**રામચરન—** ૩૮

ભેદો દારૂણ નિહાળી ખરે હાર્યો દયાલ—ભેદો.
શાંતી ગઇ સ્વાન માંહી, કરૂં શું હે કપાળ—ભેદો.
ક્રાંતિ તારી સરજનહારા, કળી શકું જરી નહિં મજાલ—ભેદો.
રળવળતાં, અહિંતહિં ભમતાં, શોધ મળી ન રખડતાં,
શોધી વળું ફરી હવે શા ઉપાયે, જાઉં ત્યાં, ધાઉં ત્યાં, જોઉં ક્યાં.
ખૂનના, સ્થાનમાં હું, શોધીશ તને ચંડાલ—ભેદો.
ઉગારી ઉગારી પ્રભુ લ્હેજે સ્હાય કરીને તું, ચરણે પડું
નમીને વીદારી લાચારી મારી, દાતા દે તું તતકાળ—ભેદો.

**ગોવાલણી—** ૩૯

મનથી વિસારી દ્યો નામને—મનથી.
દીન નીશજ પતી આપ માળ આ દાસી પ્યાસી મેહેર કરો,
ઝુરી ઝુરી મરૂં આપ વિયોગથી દીલથી છેક ઉતારી દ્યો નામને—ટેક.

હરીશ્ચંદ્ર— ૪૦

શાંતી લે શાંતી લે સાનથી, ધારી મનહર પ્યારી,
માન જીવન મારી, પાસે હાજર તારી, જો જરી, જો જરી.
જો જરી, જો જરી—શાંતી લે.
કર નહિ મોહક છલબલ કલની હાલ ચાલથી ખાલી.
ચાળ:, કુદરત્ક હીકમત, સામ દામથા જાણી જાણી.
પ્રાણ પ્યારી શાણી શાણી; પ્યાર પ્યારથી, એકવારથી,
શબ્દ મારથી, ભેટભાવથી, પ્યારી સુંદર બસ બસ બસ
બસ આવ બોલી કર આભારી, જો જરી, જો જરી, જો'જરી-ટેક

ગોવાલણી— ૪૧

સ્વામી સલુણાપર વારૂં હું તન મન પ્રીતે—સ્વામી.
પ્રેમામૃત પાઈ, ભાન ભૂલાવી;
નયનોનું જબરૂં જોખમ વારૂં હું તન મન પ્રીતે—સ્વામી.
મૃગજળ જેમ દેખી, પ્યારી મુરતમાં,
પામી છું સ્વામી નામી ધારૂં, હું તન મન પ્રીતે—સ્વામી.
વદન મનોહર, નીરખી પ્રફુલિત,
અનંગથી અધિક રૂપાળું છું તનમન પ્રીતે—સ્વામી.

ગોવાલણી— ૪૨.

જાઓ ફંદે ફસાવી, ફોસલાવી રૂડું મનાવી, હું બોલુ ના-જાઓ
હરીશ્ચંદ્ર-શું રીસાય, ના દુભાય, ઘેલી થાય, પ્યારીના.
દુર તું થાતી ના, અહીંથી જાતી ના, ગમને ખાતી ના મનભાવી,
ગોવાલણી-પ્યારના ધ્યાનથી, હારી ગુમાનથી, આ અપમાનથી
સાવરીયા ટેક.

હરીશ્ચંદ્ર— ૪૩.

મનમાં, પળમાં, તનમાં, ક્ષણમાં, આવેશ ત્રાહે ત્રાહે પ્રસરે,
છળથી, બળથી, કળથી, મદથી, નહિ છોડું એ નીચ ખરે;
ઠાર મારૂં સરરરરરરરર, ઝાળ ઉડે ઝરરરરરરરર,
બટકી સટકી, પટકી, જલદી, પાડીશ ચડયો જ્યારે
નજરે—છળથી.

ચંદા— ૪૪

ઝટ જાઓજી જાઓ તમે; સમજી મનથી—ઝટ
કદી થાશે ખબર તેને પલમાં, મુજ ઉપર મોત ભમે,
સમજી, મનથી—ઝટ

હરીશ્ચંદ્ર—અરે એ રમણી, પ્રાણ દાતાગણી. દયા દ્રષ્ટિ તણી,
મેહેર મુજ ભણી, કરી તમે ઘણી, માગો તમે;

ચંદા—ખરે અરે રેહા નહિ એક પલક આ સમે—જાવોજી.

ગીરધારી— ૪૫

આ દુનિયામાં બલીહારી છે પૈસાની,
ગાનો સઘળે છે મોટાઈ પ્યારા પૈસાની,
વેપારી લુચ્ચા લફંગા પૈસાની,
કાળાં ધોળાં સહુ કરે ખાતર પૈસાની;
વિદ્વતા પૈસા વિનાની, ઉપયોગી ના નહિ કશાની,
આ સૃષ્ટિમાં જીંદગાની, વ્યર્થ છે વીણ પૈસાની,
પૈસાની નર જે તોફાની, ગણાશે ખચીત જ્ઞાની,
જેથી સહુને ઇંતેજારી પૈસાની—આ દુનિયામાં.

રામચરન— ૪૬

રજ પણ આવો, શક નહિ લાવો—રજ.
સ્વામિ મુકું ન કાર્ય મારૂં, આજ્ઞા સદા શીરપર ધારૂં;
જેથી દીલે ન ધારો ન્યારૂં, શાંતી દીલ પ્રસરાવો—રજ.
સમજુછો સરવે ગુણ જ્ઞાની, જાઉં જલ્દી આજ્ઞા માની,
કાર્ય કૃતેછે બેન્જે જાણી, શાને વ્યાકુળ થાઓ—રજ.

હરીશ્ચંદ્ર— ૪૭

હા ઝેરથી, વેરથી, ફેરથી, ના છોડું હું—હા.
ઓ નાદાન, તું હેવાન ચટપટ કરૂં હું ચાંપી,
ગરવ ઉતારી તારો કરૂં ઘાત, માગું એક મુલાકાત,
હંફાવું હરામી લુચ્ચા લબાડી ના છોડુંના—હા ઝેરથી.

મુરારી— ૪૮

જીવન મુજ દુઃખી દળદરી ધારૂં આજે,
પ્રભુ વ્હારે મારી ધાજે—જીવન.
નીરાશ થઇ દીલ લાલસા, હવે હાય કરૂં શું હું આ...જીવન.
જાન તણું મેં ભાન ગુમાવ્યું, ભટકીને સ્થળ સ્થળમાં જારી,
આ દુઃખીયારીથી લાચારી, નીરાશ હું હું હિંમત હારી,
બગડી બાજી, કર તું રાજી હે ઇશ્વર તું ઓ દાતા—જીવન.

ગોવાલણી— ૪૯

પૂર્ણ શરદનો શશી આનં શોભે ખરે વર્ણન
મુજથી ના નહિ થનાર—પૂર્ણ.

ભુલી હું ગઈરે, રાત્રી તણા ગહા પ્રૌઢ ભાગ્યની ભ્રાંતી,
ખરેખર મન લાગી; વાહ વાહ પ્રભુ શી કૃતિ તારી—પૂર્ણ.

હરીશ્ચંદ્ર— ૫૦

પ્રેમ પયોધિ વિષે લલના, પ્રિય પ્રાણ ડુબાવ્યો તેં,
લલના પ્યારી. દિલમાં ધારી નેન ફસાવો—પ્રેમ.

ગોવાલણી—ચંચળ ચાલ તણે ચટકે ચિત્ત તન મન અર્પ્યું છે મેં,
નયનો મારી, નયનો મારી, ને તરસાવો—ચંચળ.

હરીશ્ચંદ્ર—શાણી સલુણી તું નાર.

ગોવાલણી—સંગે રહો ભરથાર— ટેક.

ગોવાલણી— ૫૧

મૂરત પ્યારી સોહે મન હસી ગઈરે—મૂરત.
જીવન ભાન ભૂલાવે છે—મૂરત.
વસ્ત્રાલંકારો ધારીને, છબી મનોહારી છે.
કીરતારી કૃતિ નીરખીને ખુશી થઈરે—મૂરત.

હરીશ્ચંદ્ર— ૫૨

છબીલી છલબલ તું છોડી દે, રમણીરે મારી—છબીલી.

ગોવાલણી—રસીયા રસમાં રમૂજ શું છે, પ્રિતમજી પ્યારા-રસમાં.

હરીશ્ચંદ્ર— પ્રમદા હું મનથી કહું, શોક સદા તું વિસાર,
શાંતી સજી દુઃખી થાય ના, એ છણકાળી નાર-છબીલી

ગોવાલણી—પ્રિયતમ દાસી શું કરું, જાન કરું કુરબાન,
હરદમ આહિં સંગ રહો, એજ અરજ છે પ્રાણ-રસીયા.

જમાલ—                    ૫૩

તજી શોક ફોક મૂકી ખટપટ ઝટપટ ઝટકાવો ભાઈ—મૂકી.
મનમાં લગાર નહિં બ્હીક ધાર, નહિં હિંમત હારભાઈ,
મુજ માન યાર, કરશું વિચાર, કર ખુદાથી મિત્રાઈ,
તેની સહાયથી પટકીશ દુશમન, બસ, જાઓ અહિંથી;
આનંદ અંગ ધારીને, તું શોધ તેનો સંગ,
રીતીથી પટાવીને, તું જાણી લે આ ઢંગ;
આશીર્વચન પ્રીતેથી આપું. સમજી લે તું મન,
પ્રપંચ તારૂં લે ચલાવી કર ફતે ફતે તું—તજી.

———:૦:———

# અંક ત્રીજો.

તારૂણી—                    ૫૪

હવે મળાતાના કયારે, જાન તણું નુકશાન થશે હવે
અવધ વીતી પ્યારા, ચખના, તારા—હવે.
પ્રીતની રીતી વિષમ છે, વિયોગ સહન નહિ થાય,
ખાન પાન ખુબી ચિત્તથી, કુદરતથી ખસી જાય,
શયન ભૂવન સારૂં, ઇંદ્ર પુરીથી રૂપાળું,
તુ-છ ગણાય છે પતિ પ્યારા વિનાનું નકામું;
રસીલા, છબીલા, રંગીલા, દયા, દિલો, લાવો—હવે.

સાહેલીઓ-- ૫૫

રસીલી મધુરી મુરતી ના દુભાવો, નહિ શશી સમ મુખ કરમાઓ;
વ્હાલી સજી શ્રૃગાર સુશોભીત મનના મોતી થાઓ,
વલક મન મળવા પ્રિય તમને, ઘડી શોતી ના નહિ શરમાઓ,
ગયું ભાન સહુ ભૂલાય, અને શરીર બહુ સુકાઈ;
અરે વા, વા, વા, વા, વા—રસીલી.

તારૂણી— ૫૬

એની મારી પ્યારી થાકી હવે—એની.
હરદમ નેનોમાંથી આંસુડા આવે—એની.
નીરખીને, વાટલડી, મિતમની હું, થાકી હવે-એની.
જળ વીણ મીન અકળાય છે જેમ, કાળજું મમ છેદાય તેમ
તનમાં વ્યાધિ થાય છે કેમ-હરદમ.

સાહેલીઓ— ૫૭

વા વા તુજ ચપળ ચલીત અનુસારા છકેલી વા-વાવા.
જોબન મદતણી મસ્તીમાં ઝુકેલી સાહેલી વા-વાવા

તારૂણી—અરે જારે, જા જા,
સાહેલીઓ—અરે વારે, વા વા.
તારૂણી—સખી શરમાવો ના, બોલી મરમાળીઆ
સાહેલીઓ—પ્રેમ ઘેલી ના. થા. મદમાં ના છકતી જા-વાવા.

રામચરન ૫૮

દેખીને દેખાવ સ્વાનનો ખરે નીરાશ થયો છું, હતાશ થયો છું,
મને મુંઝાઉં બની મ્હાવરો, શકમાંહે રહ્યો છું, અચકાઇ રહ્યો છું,

આંખ બંધ જનક બીના જાણી, પસ્તાઈ રહ્યો છું, મમખાઇ રહ્યો છું,
ન જાણું આખરીમાં, શું થશે હું હારીગયો છું, નિહાળી ગયો છું.

રામચરન— ૫૯

ધીર ધરી ચાલો શોધીને સોંપું—ધીર.
હાલ ધસીને જ્યાં હો ત્યાંથી મારૂં,
ઓ રંડા તારી પૂરી પાયમાલી, બઢકી, પટકી,
રઝળી, રવળી, કરૂં હું, જરૂર, ધરીને મરૂર—ધીર

રામચરન-- ૬૦

આ ઓ લંપટને બેડી હાથ જડો—આ ઓ.
ખુમારી ભારી સખત લગાવી ઝાલી
દે જો ઉતારી જારી; ઝટકે છટકે ના ખબરદારી રહો—આ.
પૂરી બીડીને હામ, આ કામ તમે તમામ,
પાર પહોંચાડી દેજો, પ્રપંચ ચલાવી લેજો,
સાહેબ કદી પૂછે જો, વિસ્તારી સરવે કેજો—આઓ.

હરીશ્ચંદ-- ૬૧

મનહર ચાલાક માન દાતા પ્રાજ્ઞ વા વા—ટેક
પલપલ નીરખું બારીકથી યુક્તિ તમારી,
અહિં ક્યાંથી, અહિં ક્યાંથી, અહિં ક્યાંથી આ હા હા હા—મન.
બુદ્ધિ બળ આ શું, હેરત પામું, મનથી વામુ, ગુઢી
ગમગીની, ચાલાકી, ન બાકી, હુંતાકી, જઉં થાકી,

છત્ર બળવાળી, હીકમત વાળી, ચલગત વાળી,
અહિં ક્યાંથી, અહિં ક્યાંથી, અહિં ક્યાંથી આ હા હા હા–મન.

અંદા— ૬૨

શું કરમ તણી કહાણી કહું હા, કહેતાં હકીકત મરી જઉં હા–શું.
જાણો મને દુનિયામાં અભાગણી, કેમ હજી જીવતી રહું હા–શું.
વર્ણન કરતાં છાતી આ ફાટેછે,આત્મઘાત થવાથી રાજી થાઉં હા–શું
શાને પુછીને કરો દુઃખમાં વધારો, પ્રભુ પાસેથી મૃત્યુ માગી લઉં હા–શું

સાહેબ— ૬૩

સ્હાયે મારી સ્હાયે લે દયા, ભેદથી હારી ગયો છું–સ્હાયે.
કુદરત તારી, ક્યાંગઇ તારી, બેહાલથી દે સંહારી,
આ અપરાધી નેન ઉગારી–સ્હાયે.
માલક તું હીતું, પાલક તું હીતું, જલદી બેડી દે,
આ ખૂનીને પલમાં ક્ષણમાં–કુદરત.

સાહેબ— ૬૪

ઝટ મારૂં પકડી પાપી કુલટા છળથી બદનામ તું—ઝટ.
કપટી તારી જાળ પસારી, યાદ રાખ કરૂં તારી ખુવારી,
એ કમજાતી હાલ પલકમાં, શોધ કરૂં પૃથ્વીના પટમાં,
નક્કી છોખલ જામતું—ઝટ.
ક્યાં છટકી તું દુર જવાની, દેહતણી સમજી લે હાની.
ક્યાં સુધી તું રહીશ છાની. આખરે તો બેહાલ થવાની.
અહિંઆ અમને કેદ કરીને, પ્રપંચથી ઝટ નાસી જઈને

ના તું ધારી, જાશે આવી યુક્તિથી નાદાન તું-ઝટ મારૂં.

રામચરન— ૬૫

કુલટા કુમજાતે દીધા ફસાવી, કેદી બનાવી અહિં આજે-કુલટા
બુદ્ધિ ઉરાધ આપગી, સુઝ પડે ન લગાર.
ક્યારે છુટી શોધીએ, ઝેર છવાયુ અપાર;
આ મુજ હાથે, છુટયાની સાથે, મોત છે માથે-કુલટા

ચંદા— ૬૬

પાપી પ્રાણુ રહ્યો, અતિ દુખીયારી નારી હું બની-પાપી.
નથી કોઈ દુનીયામાં, અભાગી મારા જેવી આ દશા.
દાતા ક્રુર થયો, એ..........કરૂં શું હાય રે........;
મરૂં જાન પટકી હું પથરથી-પાપી

હરીશ્ચંદ્ર— ૬૭

હઠીલી માની હઠ છોડી કે તુંજનામ-હઠીલી
તજ વિલાપને. તનમાં તારી, મનમાં જારી,
સુઢી બ્યાધી દેખું, દુખે ના દુભાનારી-હઠીલી
બોલી તરતધીર ધારી તારા મનની,
ખબર અંતરની દેતજી લાચારી-હઠીલી

જમાલ— ૬૮

જશે કયાં તું બચી મારાથી નાદાન-જશે
આવી ચુકયો અરે કાળ છે તારો, જો જે ઝપાટો દેખાડું

ખુ' મારો; તોડું છું તારું ગુમાન—જરી.
મદે છકીને તેં જોખમ આવું, વ્હોરી લીધુ છે તે
હાથે બતાવું; ઝેર વ્યાપે હાય, દાઝ દીલે થાય, તે કેમ ખમાય,
નાસીને ક્યાં જાય, સામે રહે ધરી ધ્યાન—જરી.
પ્યાસી મારી તલવારે કરીને, નથી જવાનો તું આં ઉગરીને,
બચ્યા છોડો અરમાન—જરી.

હરીશ્ચંદ્ર— ૬૯

પાપી ઠાર કરી, તલવાર ધરી, બચનાર જરી.
નથી ધાર ફરી, આવ્યો કાળ તારો, છુટી ક્યાં જનારો,
અંગે અંગે ઝાળો ઉઠી દીલભરી; રહું ઠરી હું લઉં.
હરીને આખરીનો પ્રાણ; મારું હા ઝાટકીને ત્રાટકીને
જાણુ, હા, હા, હા, હા. હા, ક્રૂરબની મગરૂર, ધીરજ
સબરના નહિ રહે ખટક રહી રહી.

તારૂણી-- ૭૦

ધાર ધરી તન જાય બળી બળી, શાંતી ગઈ છે શરીરની-ધીર.
તદપિ નવ સખી આવ્યો આરો, એજ હાલત વિરહની-ધીર.
જરૂર દુ:ખકર દિવસો આવ્યા. વિણુ પતિ છે હુતાશની.
પતિત પાવન પ્રભુજી પ્યારા, ફેરવી મતિશું નાથની-ધીર.

સાહેલીઓ— ૭૧

બળંતી વિરહાનળથી આજ, જો સખી જો મદમાવી:

સ્વામી દરશનની પ્યાસી, મુખથી પતિ પતિને ગાતી,
હરદમ જાય એ બ્રમમાં સોસાતી–બળતી.
અટકે નહિં અધીરી થાતી. દુઃખમાં અધીરી ન જણાતી.
હરદમ જાય એ બ્રમમાં સોસાતી–બળતી,

સાહેલીઓ-- ૭૨

હો છણુકાળી રસીયાથી તું ભપટાશે, જો જો—હો.
આંખલડી અદભૂત ભાંસે, ના નાં;
હવે રસમાં ડુબી જાશે, હા હા;
ત્યારે અગની ઓલાશે, કાં કેમ--હો છણુકાળી,
આપણુથી જાયે શરમાતી, રતિ પતિથી છે ચગદાતી.
સ્વામી મળવાથી મલકાતી, બની ગઈ છે કેવી રાતી.
વાહ લકો વાહ-હો છણુકાળી.

તારૂણી-- ૭૩

વ્હેલા વ્હેલા આવો મારા સ્યામરે—વ્હેલા.
આ વ્યાકુળ વેલી હવે કરમાઈ જાશે, જરૂર સુકાઇ જાશે–મારા.
રાહ જોતી થાકી ગઇ, કેમ ન આવ્યા આપ;
વિરહ વ્યાધીથી ઉગારી લ્યો, જે દુઃખ માનું અમાપ;
હરીશ્ચંદ્ર—એ અધીરી તું થાય છે શાને વ્હાલી,
જો આવ્યો છું તારી પાસે ત્યાંથી ચાલી,

તારૂણી—હવે જવા દોને પતરાજી ખાલી—મારા શ્યામરે.

હરીશ્ચંદ્ર—તારૂણી— ૭૪

શરણાંગત સેવક જાણી તાર સદા;
હર પર સ્થળ સ્થળ વ્યાપમાન છે, શક્તીવાન છે
સુખકર શંકર, તું મ્હેર કર, દે લ્હેર હર, સુમરન તારૂં
મનથી વીસરૂં હું ના કદા, રહું સર્વદા-શરણાંગત.

